



શ્રી

# મુંબાઇ ઇલાકાની



પરચુરણ ગ્રંથ

બીજા તથા ત્રીજા ધોરણ

ફંડમાં

પ્રગટ કર

મણીલાલ મુળ

અને

છગનલાલ લલ્લુ

વડોદરા.



અમદાવા

આર્યોદય પ્રેસમાં

સને ૧૮૮૫—સંવ૯





# .વના.

કામના અનુભવ ઉપરથી ખા-
સહેલા વિષયનું નકશાની સાથે
કે નહીં આપવાથી વખતે છો-
ંભવ રહે છે. માટે દરેક વિષય
.નું જરૂરનું છે.
કરતાં ટુંકાણમાં શીખવેલું વધારે
ામાં રાખી સંક્ષેપ નોંધથી છોક-
ારે ફાયદો માલમ પડવાથી, કરે-
વધારો કરી વિદ્યાર્થીઓને સરળ
યે સારૂં જ્ઞાન મળે અને અમારા
ાથા વખતનો બચાવ થાય એવા
રૂપે પ્રગટ કરી છે. તો આશા છે
ાાવશે.

પ્રગટ કરનાર.

૨૪૫૯

# પૃથ્વી સંબંધી સમજણ.

પૃથ્વીનો આકાર ગોળ છે. તે ગોળાની સપાટીના બે સરખા ભાગ પાડ્યા છે તે દરેકને ગોળાર્ધ [અર્ધો ગોળ] કહે છે. પૂર્વ તરફનાને પૂર્વ ગોળાર્ધ, ને પશ્ચિમ તરફનાને પશ્ચિમગોળાર્ધ. પૂર્વગોળાર્ધમાં એશિઆ, યૂરોપ, આફ્રિકા. ને આસ્ટ્રેલિયા ખંડ છે. પશ્ચિમ ગોળાર્ધમાં એકલો અમેરિકા ખંડ છે. એની શોધ પંદરમા સૈકામાં કોલંબસને લાગી માટે એને નવી દુનિયાં કહે છે, ને ઉપલા ચાર ખંડોને જુની દુનિયાં કહેછે.

## દિશાઓ.

જે દિશામાં સૂર્ય ઉગે છે તેને ઉગમણી કે પૂર્વ દીશા કહે છે.

જે દિશામાં સૂર્ય આથમે છે તેને આથમણી કે પશ્ચિમ દિશા કહે છે.

પૂર્વ તરફ મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ ઉત્તર દિશા, અને જમણા હાથ તરફ દક્ષિણ દિશા આવે.

## ખૂણા.

ઉત્તર ને પૂર્વ વચ્ચે ઇશાન; પૂર્વ ને દક્ષિણ વચ્ચે અગ્નિ; દક્ષિણ ને પશ્ચિમ વચ્ચે નૈરૃત્ય; અને પશ્ચિમ ને ઉત્તર વચ્ચે વાયવ્ય ખૂણો.

વિશેષ—ચાર દિશા, ચાર ખૂણા. ને આકાશ તથા પાતાળ મળીને દશ દિશા કહેવાય. નકશાની મથાળે (ઉપરની) ઉત્તર, નીચે દક્ષિણ. ડાબી તરફ પશ્ચિમ, અને જમણી તરફ પૂર્વ દિશા આવે.

---

## જમીનની વ્યાખ્યાઓ.

જમીનના પાંચ મોટા ભાગ ઠરાવેલાછે તે દરેકને ખંડ કહે છે. ખંડના ભાગને દેશ, અને દેશના ભાગને ઈલાકો કહે છે. ઇલાકાના ભાગને પ્રાંત કહે છે, પ્રાંતના બે ભાગ છે. જીલ્લા, અને એજન્સિ.

અંગ્રેજ સરકારનો ખાલસા મુલક તે જીલ્લો, ને પોલિટિકલ એજંટના તાબાનો સંસ્થાની મુલક તે એજન્સિ.

જીલ્લા કે એજન્સિના ભાગને તાલુકો-પરગણું સંસ્થાન કહે છે. પરગણાના ભાગને ગામ કે કસબો કહેછે.

થોડાં ઘર ને ફળીયાં હોય તો ગામડું; ઘણાં ઘર ને ઘણાં ફળીયાં હોય તે કસબો; અને ઘણા મોટાં છોબંધ ને હારબંધ ઘર હોય. મોટી મોટી પોળો હોય, તથા સારા સારાં ચૌટાં હોય તે શહેર કહેવાય.

ચારે બાજુએ પાણીથી વિંટાયલા જમીનના ભાગને બેટ કહે છે.

ત્રણ બાજુએ પાણીથી વિંટાયલા જમીનના ભાગને દ્વિપકલ્પ કહે છે.

જે સાંકડો જમીનનો ભાગ પાણીના બે મોટા ભાગને સાંધે છે તેને સંયોગીભૂમિ કહે છે.

જમીનનો જે ભાગ થોડો ઊંચો હોય છે તેને ટેકરા; તેથી વધારે ઊંચાને ડુંગર, અને ઘણાજ વધારે ઊંચાને પર્વત કહે છે.

તળીએથી જોડાયલા ડુંગરો કે પર્વતને ડુંગરની હાર કહે છે.

જે જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગઇ હોય તેને ભૂશિર કહે છે.

પહાડો ઉપર આવેલા પ્રદેશને ઉંચ પ્રદેશ, ને પહાડોની વચ્ચે નીચાણમાં આવેલા પ્રદેશને ખીણ કહે છે.

સપાટ જમીનના વિસ્તરેલા ભાગને મેદાન અથવા પ્રદેશ કહે છે.

જે જમીનનો ભાગ ઘણો રેતાળ હોય અને તેમાં ઝાડ પાલો ન હોય એવા ભાગને રણ કહે છે.

બે નદીઓની વચ્ચે આવેલા મુલકને દોઆબ કહે છે.

## પાણીના ભાગની વ્યાખ્યા.

પૃથ્વી ઉપર ખારા પાણીના મોટા પાંચ ભાગ કર્યા છે તેમાંના દરેકને મહાસાગર કહે છે.

મહાસાગરથી નાના હોય છે તેને સમુદ્ર કેહે છે.

જમીન ઉપર લાંબા ગએલા સમુદ્રના ફાંટાને અખાત કહે છે, અને અખાતનું મોં પહોળું હોય તેને ઉપસાગર કહે છે. પાણીના બે મોટા ભાગને જે પાણીનો નાનો ભાગ સાંધે છે તેને સામુદ્રધુની કહે છે.

જમીનથી વિંટાયલા પાણીના મોટા ભાગને સરોવર કહે છે, ને નાના ભાગને તલાવ કહે છે.

મીઠા પાણીનો જે પ્રવાહ સમુદ્રમાંથી નીકળી ઢળતી જગામાં થઈને જાય છે તેને નદી કહે છે.

જ્યાંથી નદી નીકળે તે તેનું મૂળ, અને જ્યાં મળે તે જગા તેનું મુખ કહેવાય.

દરીઆનું પાણી વારા ફરતી ચઢ ઉતર થાય છે તેને ભરતીઓટ કહે છે.

સમુદ્રને મળતા પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પહોળું હોય તેને ખાડી કહે છે. જે ઉંચી જગાએથી જૂદી જૂદી દિશાઓમાં થઈ પાણી વહે છે તેને જળાશય પ્રદેશ કહે છે.



# મુંબાઇ ઇલાકાની સંક્ષેપ ભૂગોળ.

## સીમા.

વાયવ્ય ખૂણામાં બલૂચિસ્તાન; ઉત્તરે પંજાબ; ઇશાન ખૂણામાં રજપૂતસ્થાન; પૂર્વે મધ્ય હિંદુસ્તાનનાં દેશી સંસ્થાનો, મધ્ય પ્રાંત, અને વરાડપ્રાંત; અગ્નિકોણમાં નિજામનું રાજ્ય; દક્ષિણે મદ્રાસ ઇલાકો તથા મ્હેસુર; અને પશ્ચિમે તથા નૈરૂત્ય ખૂણાતરફ અરબીસમુદ્ર તથા હાલા પર્વત છે.

## મુખ્ય વિભાગ ૫.

સિંધ પ્રાંત, કચ્છપ્રાંત, ગુજરાતપ્રાંત, મહારાષ્ટ્ર એમાં દક્ષિણ ને કોકણ, દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા.

એ દરેકના પેટા વિભાગ.

### ૧. સિંધ પ્રાંત.

જીલ્લા— શિકારપુર, હૈદ્રાબાદ, કરાંચી.

દેશી સંસ્થાન—સિંધની ઉપલી સરહદનો મુલક.

થરપાકર, ખૈરપુર.

### ૨. કચ્છ પ્રાંત.

કચ્છપ્રાંત એ દેશી જાડેજાજાતના રજપૂત રાજાનો મુલક છે. ત્યાંના રાજાને "રાવ" કહે છે. અંગ્રેજ સરકાર તરફથી દેખરેખને માટે એક અમલદાર રહે છે. એના નીચે

પ્રમાણે સોળ તાલુકા છે.—પાબર, મિઆણી, બન્ની, પચ્છમ, ખડીઆર, પ્રાંથળ, વાગડ, અંજારચોવીસી, ભૂવડચોવીસી, હાલાચોવીસી, કાંઠી, મોડાસા. અબડાસા, કંડ, ગરોડ, માક.

### ૩. ગુજરાત પ્રાંત.

જીલ્લા–અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત, પંચમહાલ.

દેશીરાજ્ય–કાઠીઆવાડઇલાકો, પાલણપુરઈલાકો, મહિકાંઠા ઇલાકો, રેવાકાંઠા ઇલાકો, પંચમાહાલ ઈલાકો, સુરત ઇલાકો, ગાયકવાડ સરકારનું સંસ્થાન, ખંભાતનું સંસ્થાન.

### ૪. મહારાષ્ટ્ર.

#### દક્ષિણ.

જીલ્લા–ખાનદેશ, નાશિક, અહમદનગર, પુના, સતારા, સોલાપુર.

દેશીરાજ્ય–ખાનદેશએજનસી, સતારાજાગીર, પેઠ ને અકલકોટનાં સંસ્થાન.

#### કોકણ.

જીલ્લા–થાણા, કોલાબા, રત્નાગીરી.

દેશીરાજ્ય–જવાર, જંજીરા, સાવંતવાડી.

### ૫. દક્ષિણ મહારાષ્ટ્ર.

જીલ્લા–કલાદગી, બેલગામ, ધારવાડ, ઉત્તરકાનડા.

દેશીરાજ્ય—સાવનૂર, દક્ષિણમરાઠા જાગીરો (સાંગલી, જમખંડી, ભૂધોળ, મીરજ, કુરૂંદવાડ, રામદુર્ગ), કોલાપુરમાં ( મંગળવાડા, સીરહતી, બાવળા, ઇંચરકરંજી, કાગળ ). ઉપર જણાવેલાં દેશી રાજ્ય પૈકી, સિંધની ઉપલી સરહદનો મુલક, ખૈરપુર, જુનાગઢ, પાલણપુર, વાડાશીનોર, સચીણ, સાવનૂર ને ખંભાતમાં મુસલમાન રાજકર્તા છે. ખૈરપુર પછીના રાજકર્તા નવાબ કહેવાય છે. પેંહનું સંસ્થાન બેગમના તાબામાં છે. વડોદરા, કોલાપુર, સાવંતવાડી, અક્કલકોટ, ફલટન, જત, એ મરાઠાવંશના રાજકર્ત્તાના તાબામાં છે. વડોદરાના રાજકર્તાને ગાયકવાડ કહેછે. જમખંડી, મીરજ, કુરૂંદવાડ, રામદુર્ગ, પંતસચીવ.પંત પ્રતિનિધી, એ ભોર ને પટવરધન વંશના બ્રાહ્મણની જાગીરો છે. જવાર. દાંગ, ભાભર, કાંકરેજ, બાલુસણ, આમલીઆળા, એ કોળી ઠાકોરનાં રાજ્ય છે. જાફરાબાદ, જંજીરા. રાજાપુરનું બંદર એ હબસીલોકને તાબે છે. દીવ, દમણ, ગોવા એ પોર્તુગીજ લોકોનાં સંસ્થાન છે. એ શિવાયનાં રાજ્યોમાં જૂદી જૂદી જાતના રજપૂત રાજાઓ રાજ્ય કરે છે.

# શહેરો તથા મોટાં ગામ.

## સિંધપ્રાંત.

કરાંચી, હૈદ્રાબાદ, મીઆની, લારખાના, મીરપુર, સકર, બકર, શિકારપુર, જેકબાબાદ, ખૈરપુર, ઠઠ્ઠા, ઉમરકોટ, નગરપારકર, થરપારકર.

## કચ્છપ્રાંત.

ભુજ, અંજાર, તુણા, તેરા, નળીઆ, લખપત, માંડવી, રાપર, ભચૌ, અધોઇ, કંથકોટ, બેલા, ફતેગઢ, કૌરા.

## ગુજરાત પ્રાંત.

અમદાવાદ જીલ્લામાં—અમદાવાદ, પ્રાંતિજ, વિરમગામ, સાણંદ, ધોળકા, ધંધુકા, ધોધા, ધોળેરા, મોડાસા, સખેજ, કાશીંદ્રા, ચોરવડોદરા, પાટડી, રાણપુર, બારેજા, ખારાઘોડા.

ખેડાજીલ્લામાં—કપડવણજ, ઠાસરા, નડીઆદ, માતર, આણંદ, બોરસદ, મહેમદાવાદ, ખેડા, મહુધા, કઠલાલ, થામણા, ઓરીઆવી, ચકલાશી, નાપાડ, વીરસદ, વાસદ, ભાલજ, ઉમરેઠ, ડાકોર, પાલી.

સુરતજીલ્લામાં—સુરત, પારડી, વલસાડ, ચીખલી, જલાલપોર, બારડોલી, માંડવી, ઓરપાડ, બગવાડા, ઉમર-

સાડી, સરભોણ, રાંદેર, અમલસાડ, કતારગામ, બહુધાન, કુડસદ, અમરોલી.

ભરૂચ જીલ્લામાં—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, જંબુસર, હાંસોટ, સરભોણ, વિલાયત, કાવી. અમલેસર, ગજેરા.

પંચમહાલ જીલ્લામાં—ગોધરા, દાહોદ, ઝાલોદ, કાલોલ, હાલોલ, વેજલપુર, મહેલોલ, કાકણપુર, સેહરા. નંદીસર, દેલોલ.

કાઠીઆવાડ એજન્સિમાં—જુનાગઢ, નવાનગર, ભાવનગર, ધાંગધ્રા, મોરબી, વાંકાનેર, પાલીટાણા. ધ્રોળ, લીમડી, વઢવાણ, રાજકોટ, ગોંડળ, વળા, લખતર, બાંટવા, જસદણ, સાયલા, ચુડા, ગઢરા, મૂળી, લાઠી, ધોરાજી, લાલપુર, વેરાવળપટણ, હળવદ, જેતપુર, બગસરા, ખંભાલીયા, ચીતળ.

પાલણપુર એજન્સિમાં—પાલણપુર, રાધનપુર, ડીસા, વારાઇ, તેરવાડા, થરાદ, વાવ, સુઈગામ, દેવદર, ભાભર, કાંકરેજ, મોરવાડા, મુંજપુર, સાંતલપુર.

મહિકાંઠા એજન્સિમાં—ઈડર, દાંતા, માલપુર, મોહનપુર, રણાસણ, ભાલુસણા, માણસા, પેથાપુર. ઘોડાસર, આમલીઆળા, અમનગર, સાદરા, કટોસણ, વડાલી, બાયડ પોશીતરૂ, ખેર, ખડાલ, વરસોડા, ઇલોલ.

રેવાકાંઠા એજન્સિ....નાંદોદ, છોટા ઉદેપુર, બારીઆ,

લુણાવાડા, સુંથ, રામપુર, વાડાશીનોર, ભાદરવા, દોડકા, કડાણા, સંજેલી, છાળીએર, પીપળોદ, વીરપુર.

પંચમહાલ એજન્સિમાં—નારૂકોટ.

સુરત એજન્સિમાં—વાંસદા, ધરમપુર, સચીણ, ડુમસ.

ગાયકવાડ સરકારના સંસ્થાનના મોટા ચાર ભાગ કર્યા છે—કડીપ્રાંત, વડોદરા પ્રાંત, નવસારી પ્રાંત, અમરેલીપ્રાંત.

કડીપ્રાંત—કડી, કલોલ, મહેસાણા, સિધપુર, પાટણ, વિજાપુર, વીસનગર, હારીજ. વડાળી, રણુંજ, વાલમ, શીપોર, ઉંઝા, ચાણસ્મા, મોઢેરા, નારદીપુર, લાંઘણજ, ગોજારીયા, ખેરવા, લીંચ, બલોલ, જગુડન, સોજા, રાજપુર, ભઈએલ, દેહેગામ, આતરસુંબા, નાંદોલ.

વડોદરા પ્રાંત—વડોદરા, પેટલાદ, સોઝીત્રા, વસો, નારપીઝ, ભાદરણ, ધર્મજ, કાસર, ચાંગા, પલાણા, બાંધણી, મહેલાવ, પાદરા, દરાપુરા, કોરલ, મીઆંગામ, પટોલા, શીનોર, ડભોઇ. કારવણ. તીલકવાડા, સંખેડા, બહાદરપુર, સાવલી, વાઘોડીઆ, છાણી.

નવસારી પ્રાંત—નવસારી. ગણદેવી. વેળાછા, કામરેજ, પલસાણા, બ્યારા. સોનગઢ. કઠોર, વરીઆવ, મરોલી, તલંગપોર, બીલીમોરા.

અમરેલી પ્રાંત—અમરેલી, દામનગર, ધારી, કોડીનાર,

સીઆનગર, ચાવંડ, દવારકાં, શંખોધાર, વરવાળા, આરંભડા, પોશિતરા, માણેકવાડા, ગોપી, વસાઈ.

ખંભાતના સંસ્થાનમાં—ખંભાત.

### મહારાષ્ટ્ર, કોકણ અને ઉત્તરકાનડા.

ધુળીઆ, માલેગામ, ચાંદવડ, નંદુરબાર, યેવલે, ભુશાવળ. નાશિક, ત્ર્યંબક, અહમદનગર, પુના, સતારા, સોલાપુર, મહાબળેશ્વર, આટાટી, ખડકી, કોરેગામ, પંઢરપુર, જુન્નરસીનર. કોલાબા, રત્નાગીરી, મુંબાઇ, અલિબાગ, વસાઇ પનવેલી, વિજયદુર્ગ, કલાદગી, બેલગામ, ધારવાડ, કાનડા, વિજાપુર, વીશાગઢ, હોનાવર.

## નદીઓ.

### સિંધુ.

ક્યાંથી નીકળી?—હિમાલય પર્વતમાંથી.

કોને મળે છે?—અરબીસમુદ્રને.

એના ઉપર શહેર ક્યાં?—સકર, બકર, રોરી, ખૈરપુર, સેવાન, હાલા, હૈદ્રાબાદ, બેલા, ટઠ્ઠા.

### ભાદર.

ક્યાંથી નીકળી?—મદાવનના ડુંગરમાંથી.

કોને મળે છે?—અરબી સમુદ્રને.

એના ઉપર શહેર ક્યાં—ધોરાજી, કુતીઆણા, નવીબંદર.

### શેત્રુંજી.

ક્યાંથી નીકળી?—ગીર પર્વતમાંથી.

કોને મળી?—ખંભાતના અખાતને.

એના ઉપર ગામ ક્યાં?—ધારી, માણેકવાડા, બગસરા, કુંડળા.

### બનાસ.

ક્યાંથી નીકળી? —શીરોઈના ડુંગરમાંથી.

કોને મળી?—કચ્છના રણમાં સમાય છે.

એના ઉપર શહેર ક્યાં?—ડીસા, રાધનપુર.

### સરસ્વતિ.

ક્યાંથી નીકળી?—આરાસુરના ડુંગરમાંથી.

કોને મળી?—કચ્છના રણમાં સમાય છે.

એના ઊપર શહેર ક્યાં?—સિદ્ધપુર, પાટણ.

### સાબરમતી.

ક્યાંથી નીકળી?—મેવાડના ડુંગરમાંથી.

કોને મળી?—ખંભાતના અખાતને.

એનાપર શહેર ક્યા?—પેથાપુર, સાદરા, અમદાવાદ.

મળનારી નદીઓ.—હાથમતી, ખારી, વાત્રક.

### વાત્રક.

ક્યાંથી નીકળી?—ડુંગરપુર પાસેથી.

કોને મળી?—સાબરમતીને.

એનાપર શહેર કયાં?—મેમદાવાદ, ખેડા, માતર, વૌઠા.
મળનારી નદીઓ—મેશ્વા, માજુમ, શેઢી.

## શેઢી.

ક્યાંથી નીકળી?—વીરપુર આગળથી.
કોને મળી?—વાત્રકને.
એનાપર ગામ કયાં?—વીરપુર, પડાળ, ડાકોર, ઉમરેઠ.
મળનારી નદીઓ.—મોહોર, લુણી.

## મહી.

ક્યાંથી નીકળી?—માળવાના ડુંગરમાંથી.
કોને મળી?—ખંભાતના અખાતને.
એનાપર ગામ કયાં?—વરધરી, જનોડ, નંદીસર. પાલી, ડે-
સર, સાવલી, ભાદરવા, વાસદ, ઉમેટા, ખંભાત.
મળનારી નદીઓ.—પુનમ, ગોમા, કુણી.

## વિશ્વામિત્રી.

ક્યાંથી નીકળી?—પાવાગઢના ડુંગરમાંથી.
કોને મળી?—ઢાઢરને.
એનાપર શહેર કયાં—વડોદરા.

## ઢાઢર.

ક્યાંથી નીકળી?—રેવાકાંઠાના ડુંગરમાંથી.
કોને મળી?—ખંભાતના અખાતને.

એનાપર ગામ ક્યાં?—જંબુસર, ટંકારીઆ.

મળનારી નદીઓ—વિશ્વામિત્રિ, માંકણી.

## નર્મદા.

ક્યાંથી નીકળી?—સાતપુડાના અમરકંટકના પહાડમાંથી.

કોને મળી?—ખંભાતના અખાતને.

એનાપર ગામ ક્યાં?—તીલકવાડા, શીનોર, ચાણોદ, કરનાળી, બરકાલ, કોરલ, શુકલતિર્થ, ભરૂચ, કાસવા.

## તાપી.

ક્યાંથી નીકળી?—સાતપુડા પર્વતમાંથી.

કોને મળી?—ખંભાતના અખાતને.

એનાપર શહેર ક્યાં?—બહુધાન. રાંદેર, વરીઆવ, કામરેજ, કઠોર, માંડવી, બળેશ્વર, સુરત.

## ગોદાવરી.

ક્યાંથી નીકળી?—સિંહાદ્રી પર્વતમાંથી.

કોને મળી?—બંગાળાના ઉપસાગરને.

એનાપર શહેર—નાશીક, ત્રંબક, કોપરગામ, પૈઠણ.

મળનારી નદીઓ—પ્રવરા, વાઇનગંગા, માંજરા. વર્ધા.

## કૃષ્ણા.

ક્યાંથી નીકળી?—સિંહાદ્રિ પર્વતમાંથી.

કોને મળી?—બંગાળાના ઉપસાગરને.

એના પર શહેર ક્યાં?—ઈચલકરંજી, કુરૂંદવાડ, જમખંડી,
મળનારી નદીઓ—ઘટપ્રભા, મલ પ્રભા, વાર્ણા, કોયના.

### ભીમા.

ક્યાંથી નીકળી?—ભીમાશંકરની ટેકરીમાંથી.
કોને મળી?—કૃષ્ણાને.
એનાપર શહેર ક્યાં?—પંઢરપુર, કોરેગામ, ઇંદાપુર, તુલાપુર.
મળનારી નદીઓ—શીના, ગોંડ, મુળામુઠા, નીરા.

### નીરા.

ક્યાંથી નીકળી?—સિંહાદ્રિના મઢે ઘાટમાંથી.
કોને મળી?—ભીમાને.
એનાપર શહેર ક્યાં?—ભોર, ફલટન, વાવરે, અંકલુજ, મંગળવાડા,

---

### સમુદ્ર તથા અખાત.

અરબી સમુદ્ર--એ મુંબાઈની પશ્ચિમે.
કચ્છનો અખાત—કચ્છની દક્ષિણે.
ખંભાતનો અખાત—ખંભાતની પાસે.

### સરોવર.

મંચર ( સિંધમાં ), નલ ( ધોળકા નજીક ), બીંદુ, અલ્પા, (સીધપુરમાં).

## ટાઢા ઉનાપાણીના કુંડ.

લસુંદ્રા ( કપડવણજપાસે ), ટુંવાકાકણપુર ( પાલી ને ગોધરા વચ્ચે ), દેવકી ઉનાઇ ( સુરત જીલ્લામાં ).

## ભુશર.

જગતપોઇંટ (સિંધમાં). દીવ ( કાઠીઆવાડની દક્ષિણે), રામોસ (ગોવા નજીક).

## બેટ.

મનોર—સિંધની દક્ષિણે.
શંકાધાર—કચ્છના અખાતમાં.
દીવ—કાઠીઆવાડની દક્ષિણે.
ગોપનાથ. } તળાજાની પાસે.
ઝાંઝમેર.
પીરમ. } ખંભાતનાઅખાતમાં
સિઆળ.

સાષ્ટી
ધારાપુરી } મુંબાઈ બેટની
ઉરણ } આસપાશ.
કરંજી
એલીફંટા—અરબીસમુદ્રમાં.
આંજીદીવ—કારવાડપાસે.

## હવા ખાવાની જગાઓ.

મહાબળેશ્વર, પુરંદર, ખંડાળા, બાલાચડી, માથેરાન, ગોપનાથ, ટુંગાર, પાવાગઢ, આબુ, ગીરનાર.

## છાવણીઓ.

રાજકોટ, માણેકવાડા, સાદરા, ડીસા, વઢવાણ, બડોદરા, પુના, માલેગામ.

### રણ.

થરપારકરનું—સિંધપ્રાંતમાં. કચ્છનું—કચ્છની ઉત્તરે.

### પર્વત, તથા ડુંગર.

| | |
|---|---|
| ગીરનાર—જુનાગઢની પાસે. | લાખી—કચ્છમાં. |
| શેત્રુંજો—પાલીતાણાપાસે. | ચોટીલા. } કાઠીઆવાડમાં. |
| આબુ—મહિકાંઠાની ઉત્તરે. | બરડો. } કાઠીઆવાડમાં. |
| આરાસુર—આબુની નજીક. | પાવાગઢ—ચાંપાનેરની પાસે. |
| સાતપુડા—નર્મદાની પૂર્વે. | પારનેરા } ખાનદેશમાં |
| | ચાંદવડ } ખાનદેશમાં |
| સિંહ્યાદ્રિ—માહારાષ્ટમાં. | રેવાકાંઠામાં ડુંગર ઘણાછે. |

### બંદર.

કરાંચી, બસ્તા, (સિંધમાં); લખપત, જખો, માંડવી, મુદ્રા, તુણા, (કચ્છમાં); જોડીઆ, રૂપેણ, પોરબંદર, નવી બંદર, વવાણીઆ, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા, ભાવનગર, (કાઠીઆવાડમાં); ઘોઘા, ઘોલેરા, ખંભાત, ટંકારીઆ, ભરૂચ, સુરત, વલસાડ, દમણ, (ગુજરાતમાં); ડાણુ, વસાઇ, વાંદરા, માહીમ, મુંબાઇ, અકોલે, વિજયદુર્ગ, અંજનવેલ, રાજાપુર, રત્નાગીરી, સદાશીવગઢ, ગોવા, કારવાડ, હોનાવર, બૈલુર, (માહારાષ્ટમાં).

## આગગાડીના રસ્તા.

૧. કરાંચીથી કોત્રી થઇ હૈદ્રાબાદ સુધી.

૨. મુંબાઈથી—થાણા, કલ્યાણ, નાશિક થઇ કાશી તરફ જાય છે.

૩. કલ્યાણથી—પુના, દોંડ, સોલાપુર, અકલકોટ, થઈ મદ્રાસ તરફ જાય છે.

૪. મુંબઇથી-વસાઇ, નવસારી, સુરત, ભરૂચ, મીયાંગામ, વડોદરા, વાસદ, આણંદ, નડીઆદ, મહેમદાવાદ, અમદાવાદ થઇ વઢવાણ સુધી.

૫. મીયાંગામથી—ડભોઈ સુધી એક ફાંટો જાય છે.

૬. વડોદરેથી—ડભોઇ થઇ, ચાણોદ કરનાળી સુધી.

૭. ડભોઇથી—સંખેડા બાહાદરપુર સુધી.

૮. આણંદથી—ભાલજ, ઉમરેઠ, ડાકોર, ઠાસરા, પાલી, ગોધરા સુધી.

૯. અમદાવાદથી—સાબરમતી, કલોલ ડાંગરવા, મેહેશાણા, ઉંઝા, સિદ્ધપુર, પાલણપુર, આબુ થઈ અજમેર તરફ જાય છે.

૧૦. વીરમગામથી—ખારાઘોડા સુધી.

૧૧. વઢવાણથી—બોટાદ, ધોળા, ભાવનગર સુધી.

૧૨. ધોળેથી—જેતપુર થઇ ધોરાજી સુધી.

## પ્રખ્યાત સ્થળો.

**શહેર.** **શાને માટે.**

સક્કર—બોલાનઘાટના વેપારનું મથક છે.

હૈદ્રાબાદ—શેતરંજી, રેશમીકાપડ, માટીનાં વાસણ, ચામડાં-
ની વસ્તુઓ થાય છે.

કરાંચી—ઘઉં, તેલ કાઢવાનાં બી વીગરે ઈંગ્લાંડ જાય છે.

નગરપારકર—ધાબળી, સેતરંજી, ચામડાંને માટે.

ભુજ—સોનારૂપાની કારીગરી, કસબ ને હીરનું ભરત, રેશ-
મી ને સુતરાઊ કાપડનાં કારખાનાં છે.

ઊમરકોટ-હિંદુસ્તાનનાપ્રખ્યાતઅકબરબાદશાહની જન્મભૂમિ.

કચ્છપ્રાંત—સુરેખાર, ફટકડી ને કોયલાની ખાણો છે.

દવારકાં—શ્રીકૃષ્ણની રાજધાની હતી; હિંદુ લોકના તિર્થની
જગા છે.

જામનગર—કંકુ સારૂં બને છે.

જુનાગઢ—એની પાસે ગીરનાર પર્વતપર હિંદુ તથા શ્રાવક
લોકનાં દેવાલય છે.

બગસરા—ઓઢવાને માટે ચોફાળ સારા વણાય છે.

ગઢડા }
મૂળી } સ્વામિનારાયણના ધર્મના લોકોની તિર્થની જગાછે.

પ્રભાસપાટણ—હિંદુ લોકોના તીર્થની જગો છે. મહમદ ગીજનવીએ લુટયું હતું.

રાજકોટ—કાઠીઆવાડનું મુખ્ય શહેર છે. ત્યાં પોલિટિકાલ એજંટ રહેછે. ટ્રેનિંગ કોલેજ, રાજ કુમાર કોલેજછે.

ધારી—ઘોડાનો સામાન, તરવારનાં મ્યાન સારાં બનેછે.

કોડીનાર—કચકડાનો સામાન, ને લુહારકામ સારૂં થાય છે.

દીવ—કચકડાનો સામાન થાય છે.

અમરેલી—સોનારૂપાની કારીગરી, સુતરાઉ કાપડને માટે.

કાઠીઆવાડ—ઘોડાને માટે પ્રખ્યાત છે.

રાધનપુર—રાધનપુર સંસ્થાનની રાજધાની, એમાં તથા વરાહમાં રૂ પાકે છે ને તે મુંબાઇ જાય.

અમનગર—જૂદી જૂદી જાતના પથરાની ખાણો છે.

શામળાજી—કાર્તિકી પૂનમે મેળો ભરાય છે. તિર્થની જગા ગણાય છે.

પેથાપુર—બાંધણી, સાડીઓ, ને બંધુકને માટે.

દેવગઢ } ના ડુંગરમાંથી ઇમારતી લાકડું પરદેશ ચઢે છે.
છોટાઉદેપુર } ત્યાંના ડુંગરમાંથી ચારોળી, ધોળી–કાળી મુશળી
રાજપીંપળા } નેપાળો, ચરીઆતુ વીગેરે ચીજો થાય છે.

લુણાંવાડા—સુતાર કારીગરીને માટે.

મીરપુર ⎫ મુશલમાન લોકોના પીરની મોટી જગાઓ છે.
ગરીઆ કોટ. ⎭ ત્યાં દેશાવરના લોકો આવે છે.

ચાણોદ—કરનાળી–કુંબેર ભંડારીનું ધામ છે, રેવાજીની જાત્રા.

વાંસદા—ખજુર ને માટે.

ધરમપુર—સાદડી, ઈંટો, નળીઆં, સુતરેલ પાટીને માટે.

અમદાવાદ—કીનખાબ, મશરૂ, ધોતીજોટા, રેજા, સાટીન વીગરે રેશમી તથા સુતરેલ કાપડ ઘણું થાય છે. ગુજરાત ટ્રેનિંગકાલેજ, હાઇસ્કુલ, ફીમેલ ટ્રેનિંગકાલેજ, મેડીકલ સ્કુલ ઉદ્યોગશાળા વીગેરે નિશાળો છે. છાપખાનાં, સાંચા, સ્વામિનારાયણનું મંદિર, ભદ્રનો કિલ્લો, શાહીબાગ, કાકરીયુ તળાવ, દાદાહરિની વાવ, બટવાનો રોજો, જુમા મસીદ, વગેરે સ્થળો જાવા લાયક છે.

સર્ખેજ—મુસલમાની રોજાઓ તથા તલાવ જોવા લાયક છે.

કાસિંદ્રા—ગોળ ઘણો સારો થાય છે.

વીરમગામ—દરજીની કારીગરીને માટે. મુનસર ને ગંગાસર તળાવ જોવા લાયક છે.

ધોળેરા—રૂનું મોટું બંદર છે–પાટડીમાં મીંઠું પાકે છે.

વૌઠા—સાબરમતિ ને વાત્રકના સંગમ ઉપર છે ત્યાં કાર્તકી પુનમ ઉપર મોટો મેળો ભરાય છે.

ભાવનગર—એ કાઠીઆવાડમાં મોટું રાજ્ય છે, ત્યાંના લોકો સુધરેલા છે, મોટું બંદર છે.

મેમદાવાદ—ભમરીઓ કૂવો-મુસલમાનના રોજા જોવાલાયક છે.

કપડવણજ—કાચ અને સાબુ બનાવવાનાં મોટાં કારખાનાં છે.

ડાકોર—હિંદુ લોકોના તિર્થની મોટી જગો છે.

વડતાલ—સ્વામી નારાયણનું ધામ છે (નડીઆદ પાસે).

ભરૂચ—સુતરાઉ કાપડ સારૂં થાય છે.

સુકલતિર્થ—હિંદુ લોકોના તિર્થની જગા છે, કબીર નામે મોટો વડ છે.

સુરત—બરફી, પાપડીને જમણને માટે.

ઉદવાડા—પારશી લોકના તિર્થની જગા છે.

ગોધરા—તેલ કાઢવાનો સાંચો છે. ત્યાંથી ઈમારતી લાકડું પરદેશ જાય છે.

દાહોદ—ગુજરાત ને માળવાની સરહદ ઉપર છે ત્યાં સિંધીયા સરકારનો બંધાવેલો કિલ્લો જોવા લાયક છે.

ચાંપાનેર—જુનું શહેરછે, જુમા મસીદ જોવા લાયક છે. ત્યાંથી પાવાગઢ ઉપર ચઢાય છે. ત્યાં કાળકા માતાનું દેવળ તથા ખાપરા ઝવેરીના મહેલ છે.

ખંભાત—અકીકના પથરા તથા સુત્રફેણીના માટે.

વડોદરા—શ્રીમંત ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર છે. પાઘડીઓ, તથા સુતરાઉ, રેશમી કાપડ વણાય છે. મોતીબાગ, ચીમનબાગ, મસ્તુબાગ, નજરબાગ. સાર્વજનિક બાગ, અને નવી હાઇસ્કૂલ, રાજમહેલ. વીગરે જોવા લાયક જગો છે. સ્વદેશહિત વર્ધક, અને જ્ઞાન વર્ધક નામની સભાઓ છે.

સંખેડા—પથરની ઘંટીઓ, ને છતરપલંગ સારા થાયછે.

ડભોઇ—તાંબા પીતળનાં વાસણ, પાઘડીઓ ને માટે.

સોજીત્રા—લુહાર, સુતારને ડળગરના કામને માટે.

પાદરા—ખાદી, લાલખારવાં ને અલાયચો બને છે.

નવસારી—પારસી લોકની વસ્તી ઘણી છે. ત્યાં કેળાં, અનનાસ, દ્રાક્ષ, ફણુસ થાય છે. (આદુ, હળદર વીગરે થાયછે)

ગણદેવી—સૌથી સરસ ગોળ, કેળાં, અનનાસ, શેરડી, ફણુસ.

બીલીમોરા—હાથીદાંતની કારીગરીને માટે, સુખડની પેટીઓ બને છે.

પાટણ—વનરાજ ચાવડાની મુર્તિછે, માટીનાં વાસણ, સુડીઓ, પીતળની તોપો, તરવાર વીગરે હથીઆર, કંકુના ગણા ને પટોળાં સારાં બને છે. રાણીની વાવ જોવા જેવી છે,

બહુચરાજી—બહુચરા માતાનું ધામ છે, તિર્થની જગોછે.

સિદ્ધપુર—રૂદ્રમાળો છે, હિંદુ લોકો ત્યાં માતૃશ્રાધ કરે છે.

વીસનગર—તાંબા પીતળનાં વાસણ માટે.

આંતરસુંબા—છરા, લોઢીઓ, વીગરે લુહારકામને માટે.

મુંબાઇ—પૃથ્વી ઉપર મોટું બંદર છે. મુબાઇ ઈલાકાનો ગવરનર ત્યાં રહે છે, વિકટોરીઆ ગાર્ડન, વીહાર તલાવ તથા બીજાં મકાનો જોવા જોગ છે.

પુના—મુલા મુઠા નદી ઊપર છે, પાનની પેદાશ ઘણીછે, લોકો ઉદ્યોગી, વિદ્વાન, ને સ્વતંત્ર વિચારના છે, સાર્વજનિક નામે મોટી સભા છે. કોલેઝો વીગરે જોવા લાયક છે.

નાશિકત્રિંબક—પીતળના લોટા સારા બને છે ને જાત્રાનું સ્થળ છે.

સાવંતવાડી—લાકડીઓ, રંગીન સામાન, ગંજીફા બનેછે. સોપારી, નાળિએરી, ને હરડાંનાં ઝાડ છે.

અહમદનગર—સીના નદી ઉપર છે, પ્રખ્યાત ચાંદબીબી-ની રાજધાની હતી.

સોલાપુર—ધોતીજોટા, ને દક્ષણી સાડીઓ સારી બનેછે.

પંઢરપુર—વિઠ્ઠલનાથજીના મંદીરનું ધામ છે.

જત—સુરોખાર ને લોઢું જડે છે. ધાતુ ગાળવાની કુલી-

ઓની માટી સારી નીકળે છે.

કોલાબા—સોપારી ને નાળિએરીનાં ઝાડ છે. દીવા દાંડીને માટે.

મીરજ—સારંગી, તંબુરા, વાજીંત્રો સારાં બને છે.

ઉત્તર કાનડા—નાળીએરી, સોપારી, મરી, ને એલચી થાય છે.

## રાજ્યવ્યવસ્થા.

કૈસરેહિંદ મહારાણી વિકટોરિયા તરફથી આ ઇલાકાનો રાજ્યકારભાર કરવા સારૂ મુંબાઇમાં "ગવર્નર" રહેછે. એમને મદદ આપવાને માટે બે મંત્રી મંડળ છે. આખા ઇલાકાના બે મોટા ભાગ પડેલા છે. એજન્સિ ને જીલ્લા.

એજન્સિને તાબે રજવાડી મુલકો છે. રજવાડાની તમામ સંભાળ રાખવા માટે પોલિટિકલ એજંટો રાખે છે. તેઓ તેમનો બંદોબસ્ત રાખી સરકારની ખંડણી વસુલ કરે છે.

જીલ્લાઓનો વહીવટ કરવાને કલેકટરો છે. તેમને મદદ કરવાને આસિસ્ટંટ તથા ડેપ્યુટી કલેકટરો હોય છે. હજુર ડેપ્યુટી કલેકટર જીલ્લાના મુખ્ય શહેરમાં રહી ત્રીજોરી વગેરેનું કામકાજ કરે છે. તાલુકામાં કલેકટરની વતી મામલતદાર ને તેને મદદ કરવાને તલાટી લોકો છે. તલાટીઓ પોતાના તાબાના ગામોનું મહેસુલ વસુલ કરી તાલુકામાં ભરેછે.

લોકોના જાનમાલને નુકશાન ન પહોચે તેટલા સારૂ લશ્કરી અને પોલીસ ખાતું રાખ્યું છે. લશ્કરી લોકો શત્રુથી રક્ષણ કરે છે. ને પોલીસવાળા ચોર, લુંટારૂ વીગેરેથી બં- દોબસ્ત રાખે છે. સુપરિન્ટેન્ડેન્ટ, ઇન્સ્પેકટર, ફોજદાર, હવા- લદાર, વીગેરે પોલીસમાં અમલદારો છે. સડકો, નવાણ, ધર્મશાળા વગેરે બાંધકામો કરવાને ઇજનેર ખાતું સ્થાપ્યું છે. દેશાવરના કાગળો પહોચાડવાને પોષ્ટ ઓફીસો, કેળવણી ને માટે નિશાળો, દવા સંબંધી હરકત દુર થવાને દવાખાનાં, બળીઆ કાઢવાને માટે શીતળા ખાતુ, દાણને માટે જકાત ખાતુ, અને સ્વચ્છતાને માટે મ્યુનિસિપાલ ખાતુ સ્થાપન કરી રૈયતનું સંરક્ષણ કરવામાં આવે છે.

ખેતરનાં માપ કાઢી વીઘોટીનો યોગ્ય દર ઠરાવી આ- પવા સરવઇ ખાતુ છે ને તે ખાતાના નોકરો મોજણીદાર કહેવાય છે.

લોકોના દેવા લેણા સંબંધી ફરીઆદને માટે દરેક જીલ્લામાં એક મોટી જડજ કોરટ છે. તેમને મદદ કરવાને મુનસિફ કોરટ છે. તેઓ એવી બાબતનો નીકાલ કરે છે ત- થા ખુન કરનાર ધાડ પાડનાર, જુઠા લેખ બનાવનાર, જુઠી સાક્ષી પુરનાર, ને એવાજ બીજા ગુન્હા કરનારનું કામ

ભાજીઓ બનાવી તેમના તરફ મોકલે છે. ને તેઓ તેનો તપાસ કરી ઇનસાફ કરે છે. હરકોઇ બાબતમાં ગેરઇનસાફ મળે તો તે પર અપીલ થાય છે. અપીલને માટે મુંબાઇશહેરમાં હાઇકોર્ટ સ્થાપીછે તે એ બાબતનો ઈનસાફ આપેછે.



# જાહેરખબર.

---

અમારા તરફથી નીચે લખેલી ચોપડીઓ રોકડી કિંમતે મળશે. જથાબંધ ચોપડીઓ મંગાવનારને સેંકડે પંદર ટકા ને પચીસ સુધી મંગાવનારને આઠ ટકા મુજબ કમીશન કાપી આપવામાં આવશે.

| | કિંમત. |
|---|---|
| મુંબાઈ ઈલાકાની ભૂગોળ. | ૦-૧-૦ |
| હિંદુસ્થાનની ભૂગોળ (આવૃતિ બીજી). | ૦-૧-૦ |
| કોષ્ટકાવળી. | ૦-૦-૪ |

ચોપડીઓ સંબંધી કામકાજને માટે વડોદરા સુલતાનપુરા ચીતણી આ શેરીના શીરનામે પોષ્ટ પેડ પત્રથી લખવું.



# શુદ્ધિપત્રક.

| પાનું.—લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૧૨— ૮ | —વડાળી | —વડાવલી. |
| ૧૨—૧૪ | —પટોલા | —ઈંટોલા. |
| ૩— ૭ | —આટાટી | —આષ્ટી. |

